# સ્વદેશ-વિણા

યાને

# ભારતનો જયનાદ

પ્રયોજક તથા પ્રકાશક

## આચાર્ય જયંતીલાલ છગનલાલ

(હલવદકર.)

સ્વરાજ્ય વિદ્યાલય—કરાચી

" Stone walls do not make a prison:
Nor iron bars a cage.
Minds innoceut and quiet take
That for a hermitage."

પાષાણની દીવાલથી તુરંગ કંઇ બનતી નથી
લોખંડના સળીઆ જડયે પીંજર ખરૂં હોતું નથી
પ્રશાંત ને નીર્દોષ આત્મા ન્યારૂં ગણે તે સ્થાનને
સમ ભાવના-સમદ્રષ્ટિથી દેખે તુરંગ—મહાલને

"જયંત"

પ્રત ૧૦૦૦. સન ૧૯૨૧. આવૃત્તી પહેલી.

મુલ્ય આના બે

"હિતેચ્છુ" પ્રેસમાં હ. વા. ઠાકરે છાપ્યું—કરાચી.

# સ્વદેશ-વીણા

યાને

# ભારતનો જયનાદ

---

## માતૃભૂમિને અભીનંદન

---

(ઝુક આઇ હૈ બદરીયા શ્રાવનકી....એ રાહ)

૧

જય યશવતી-રસવતી ભારતી....
ભારતી-અમરાવતી.....................જય૦
અર્ણવપદ પ્રક્ષાલન કરતો,
અરૂણ ત્રીધા આરાત્રીક રચતો;
અનીલ ત્રીવીધનીશદીન સંચરતો,
મલય સમીર ઉર શાંતી ભરતો. જય૦
ભૃગુ સુત રઘુવીર અંકે ખેલ્યા,
વ્યાસ કપીલ ઉછંગ ઉછેર્યા;
સાવીત્રી સીતા દમયંતી
શાશ્વત કીર્તી અહીંજ ગજવતી જય૦
ચતુર્વેદ સંગીત તવ પાસે

બ્રહ્મ તેજ તવ વદને વાસે
દેવ પ્રીય દુર્ગા તવ દર્શન
દશદીશ ત્હારૂં થાયે અર્ચન ....જય૦
કલ્યાણમયી કરૂણામયી માતા
દેશ વીદેશની પોષણ દાતા
ગંગા યમુના હીમ ગીરી ધારીણી
ભદ્ર સુભદ્ર ત્રીભુવન મોહીની ....જય૦

---

૨

## અભેદભાવ.

---

(કરોમાં પતી કૃષ્ણ [illegible]ીઆન....એ રાહ)

હીંદમાં જુદાઈની થઈ ઝાંખ એકતા અવતરતી આજે
નીંદથી ખુલ્લી થઇ છે આંખ-ભીન્નતા ભુલાઇ ગઈ આજે....
હીંદ તણા સદ્ભાગ્ય પ્રતાપે વીતી ગઇ છે રાત
ક્લેશ-આવરણ અળગાં થાતાં સ્વતંત્ર થાશે માત (અમારી)....
પરાધીનતા નાગ પાશને-ટકશે ના પલ માત્ર
સ્વનીષ્ઠાને સત્યયોગથી-[illegible]ું સ્વરાજ્ય સુપાત્ર (અમેતો) ........
સ્વાર્થ ત્યાગના ઉજ્જવલ મંત્રો-અનુપમ એ આદર્શ
“ दरिद्रान्भर ” ઉત્તમ એવો જીવન તણો આદેશ (અમારો)
અહીંસા એ ઐશ્વર્ય અમારૂં મુક્તી પ્રદાયક કામ

સહન શીલતા શસ્ત્ર અમારૂં મુક્તી યુદ્ધ સંગ્રામ (અનેરૂં)
બંધુ ભાવનો વજ્રદુર્ગ તે તોડયો નવ તોડાય
સત્ય સુનીષ્ઠા શઠતા સામે ધર્મ ન એ છોડાય (અમોલો)
સુખે મરીશું સત્ય પાલતાં કરશું ના પર ઘાત
વંદેમાતરમ રટતાં રટતાં લઈશું સ્વર્ગની વાટ (રૂડેરી)

૩

# વંદેમાતરમ

(જોઇ જગની જાગજુડી પામરજન લોભાય છે....એ રાહ)
પુણ્ય પ્રાતઃ સ્મરણુ એકજ મંત્ર વંદેમાતરમ
આત્મ શુધ્ધી રીધ્ધી સીધ્ધી, એજ વંદે માતરમ........
એજ ચીંતન એજ કીરતન ,,
રટન એ છે પઠન એ છે ,,
તરણુ તારણુને ઉધ્ધારણુ ,,
વેદ વાણી એ સુધા સમ ,,
તુરંગ સ્વર્ગ મનાવનારૂં જંત્ર ,,
બેડી પુષ્પ બનાવનારૂં તંત્ર ,,
તોપના ગોળા છુટે ત્યાં ઢાલ ,,
તેગ બરછીને અસીની આડ ,,
અરીવીદારક વીપદસહાયક સુત્ર ,,
વિશ્વજેતા—કાર્યનેતા એજ ,,

૪

# વીદ્યુત ચમકાર

વીદ્યુત ચમકાર હૃદય આભ માંહી થાય હાં.
દેશદાઝ સ્ફુરતી ઉર ઉમીં પ્રગટાય. હાં—
અસહકાર આમ્રવૃક્ષ મીષ્ટ ફલે ફાલતો,
સ્વતંત્રતાની કોકીલાનો ઈષ્ટ નાદ આવતો
સમાનતા સીધાવતી સ્વરાજના વારણે—
અભેદતાની અમર વેલ પાંગરે અમ આંગણે.
સહીષ્ણુતા પધારતી સ્વરાજ્યને વધામણે.
સ્વ સ્તિ કો પુરાતા અમ ભારતને બારણે—
ઉલ્ટાં સરીત વ્હેલ સુલ્ટાં પ્રવાહતાં
ઈસ્લામ-આર્ય- એક પંથ પર પ્રવાસતાં.
સુભાગ્ય જ્યોત સ્વર્ગમયી ભાળવાને કારણે
શસ્ત્ર બળ પર હરી. આત્મ બળ સંગ્રહી.
અહીંસાવૃત આદરી અમુલ્ય માર્ગ એગ્રહી.
ઝુલાવતા સ્વરાજ્યને સુરમ્ય રત્ન પારણે.—

[ ૫ ]

# આશ્વાસન.

(ભીમપાલાસી)

મ્લાન વદનશો ભારત ત્હારાં ગગન ક્ષિતીજ ઝળકે છે
પ્રાચી પુરાતન પ્રભા વડે કંઇ અજબ તેજ ચળકે છે.

તવરસ કુંજે મંજુલ કુંજન
નવગુંજન મન રંજન કરતાં
તવ ઉદ્યાને પુષ્પ પ્રફુલ્લીત
થઇ મકરંદ ઉરે રેલવતા—
અઇકયતાની શીત લહેરી ઉછળે
ભીન્નતાનો અગ્નિ કજળે.
પુણ્ય દિનકર સુભગ કીરણે.
પ્રેરતો મતીને સુપંથે.—મ્લાન.

૬

# અહોભાગ્ય.

(ગાને કોયલડી કાન્તાનું મનહર ગીતડું—એરાગ)

સ્વદેશીય સેવાનો સ્વર્ગીય સુઅવસર સાંપડયો રે
જગતમાં જીવ્યાની સાર્થકતા રૂપ યશ એ મળ્યો રે

જીવન સત્વથી જીવન નીભાવે
દીવ્ય તત્વથી દીવ્ય બનાવે
ભગીરથ એરૂણ ભાર સીરે આવી ચડયોરે—
વીશ્વ વીશેષ પ્રભુએ દેવી
દેવ દીવ્ય તવ ભુમી અનેરી
તેપર અમને જન્મ સુભાગ્યે છે મળયોરે—
ઉપકાર અતુલ ત્હારા જગશીરે
અન્ન દ્રવ્ય સુખ સંપત ધીરે
દાન વીર તવ ડંકો દશ દીશમાં પડયોરે—
તવ બાળ તવઋણ નફેડે
તું કાજે ન્હે રકતને રેડે
તો પછી પરકીય જનનો કંઈના દોષ રહયોરે
તવ ચરણે હું પ્રાણ સમર્પું.
તો પણ કાંઈ ન અધીક કરૂં હુ .
ભાગ્ય ભવ્ય જો ભારત ચરણે દેહ ઢળયોરે—

૭

# પુણ્ય પ્રભાત

### ભૈરવી—ગઝલ

જાગને વીર ભારતઓ, જરા જો આંખ ખોલીને
ઉગે શો ઓજમય ભાનુ, વધાવી લે વધાવી લે—

સહન શીલતા સમાનત્વે, સફલતવ સાધના કરજે
સંપની શુદ્ધ વેદી પર, સ્મ્તીની મુર્તિ સ્થાપી દે—
વળેજે આર્યને ઈસ્લામ, એકજ પંથની વાટે
ધરે વિશ્વાસ આપસમાં, પછી ઇચ્છીત માગી લે—

સ્વાત્મ લંબન તણી મૈત્રી, પ્રથમ સત્વર તું સાધી લે
સત્ય સંભાળ હિંમતથી, પથી તવઇષ્ટ યાચી લે—
ત્યજી આ લસ્ય દુર્બલતા, ધરી ઉત્સાહ જાગૃત થા
મેળવી આત્મ શ્રદ્ધાને, તું ધાર્યું ધ્યેય સાધી લે—

---

૮

# સ્વરાજનો સત્કાર

(સખી કોયલ ટહુ કરે ટીહુ ટીહુ સાદ કરી.... એ રાહ)

વિરા આતીથ્ય કરજોરે, સ્વરાજ્ય અતીથીના
અર્ધ્યપાદ આદરજોરે એ સુખ સીદ્ધીના—

ગૃહમંદીર સંપ વડે લીંપજો ભીન્ન તાતણો કચરો દુર કરજો
બંધુ ભાવ પરીમલ બ્હેકવજો ધર્મ કર્મ તણા ભોજન ધરજો—
નીતી સત્ય મર્યાદા સાચવજો ઉત્સાહ ધરી સંત રીઝવજો
સહીષ્ણુ થઇ પ્રીત મેળવજો નીજ ચરણુ ઉપર ટકતાં શીખજો—
દેશ બંધુ તણું દુઃખ દીલ ધરજો સમભાવ સુધાને રેલવજો
કલેશ કીલ્બીષને વીર પર હરજો સુખ સંપતને પછી ભોગવજો—

૯

# વિર-પુજા

(વ્હાલન હું રાધા ગોરી....એ રાહ)

મહાવીરને વધાવો સદ્દભાવના સુપુષ્પેરે
ગુણુ તેમના પુજાયે ગુણુની કદર બુજાયે
હોરંક કે તવંગર તેની તમાન અમને રે—
કર્મો કરી સદર્થે વીર જ્યોતને જગાવે
અવતાર એ પ્રભુના સાક્ષાત આ ભુતલ મારે—
અધઃ પતન મહીથી ઉદ્ધારનાર એમાં
ના રામ કૃષ્ણુથી કંઇ શકિત તણી ઉણુપ છે રે—
નીરાશોની શુભાશા દરિદ્ર ધન અમારૂં
અમ અંધકેરી ચક્ષુ સુપંથ પ્રેરતી રે—

૧૦

# બંધુ જાગોને

( મરાઠો સાખી )

કોણુ હશે આ અવની તલમાં જે ન ચહેનીજ જન્મ ભુમી
નયને નીરખી ન અશ્રુ વહેજો—કૃતાર્થ ન થાયે ચરણ ચુમી
બંધુ જાગોને
આર્તનાદ સુણી માત તણો અંતર મર્મન જરા ન ચીરાય

હામ હીન દુઃખ લીન ભારત જોતાં, શાંતી તમથી કાં જીરવાય
ઉજ્વળ મુખ કાજળ સમ આજે માત તણું કાં દેખી ખમાય
ઇન્દ્ર પુરી એ સ્મશાન સરખી, જુસ્સો તનમાં કાં ન ભરાય
શસ્ત્ર હીનને વસ્ત્ર હીન વળી, ક્ષુધિત પિડીત તેના સંતાન
ભુખ વેઠતાં પરને માટે તોપણ ખુવાર હિન્દુસ્તાન——
ગુલીસ્તાન વા પરિસ્તાન તે દોજખ બન્યું થઇને બરબાદ
તવંગર એ બન્યું મિસ્કીન શ્રવણ કરતું ન કોઈએ દાદ——

૧૧

## સ્વદેશાભિમાન

### ( રાગ ભીમ પાલાસી )

ભરત ભુમિની ભવ્યતાને દિવ્યતાના (૨) ગાશું ગાન
વિશ્વ શ્રેષ્ટ એ જન્મ ભુમિના લલિત હૃદયમાં (૨) ભરશું તાન—
કાશ્મીર સમ નંદનવન આમ છે પ્રકૃતિ દેવી ત્યાંજ વાસે,
હિમગીરિ શિખરો ગગન ભેદીને સ્વર્ગ હિન્દને (૨) એક કરે—
રિદ્ધિ સિદ્ધ સમૃદ્ધિદાતા દેવી સિંધુ ગંગસરિત
અન્ન મોકલે દેશ વિદેશે જ્યાં ત્યાં વરતે (૨) ત્હેની જ આણ—
અંગ મદ્ર વળી ગુર્જરને મહારાષ્ટ્ર મધ્યના પ્રાન્ત અનુપ,
માલવ સિંધુ સુરાષ્ટ્ર રાજપુત પંચ નદીસમ (૨) ન મળે ધામ—
હિન્દુ, શીખ ને બુધ્ધ જૈન વળી ખ્રીસ્તી પારસી ધર્મ નિધાન,
યાહુદિને વેદાંત વાદીનું હિન્દ અમારૂં (૨) સંગમસ્થાન——
સૃષ્ટિ સમસ્ત તણું અધિષ્ઠાતા અલક પુરી અવની પર સાર,

લુંટાય તોપણ અખુટ સહાયે અક્ષયપાત્ર તે (૨) આનું નામ—
વિર જનનીને દેવ રમણુ સુમિ વિરાંગનાનું ઇંદ્રસ્થાન,
અમુલે અતુલ અતિ પ્રબળ વિપુલને સુફલ વિમલ તે (૨) આનું નામ-

---

૧૨

# ઉન્નતીને પ્રશ્ન

---

## ( શામાટે શ્રમ કરે સતી.......એ રાહ )

**ઉન્નતી**—મનુજ કુલના વંશજ વ્હાલા-પ્રશ્ન પુછ મરમાળો
ટળે શંકા તણો ભારો——

**મનુજ**—પ્રોજ્જવલ સ્વર્ગ વીધાત્રી માતા જન્મ કહે કયાં ત્હારો
પ્રશ્ન શુભ એજ છે મ્હારો——

**ઉન્નતી**-જાન કરે કુરબાન વીર જ્યાં-દેશ કાજનીજ સ્વાર્થ ભુલે જ્યાં-
તેજ ભુમીના શ્રેષ્ઠ ઉછગે સદા ધરૂં અવતાર
અન્ય શંકા કહે વ્હાલા——

**મનુજ**—નીવાસસ્થાન કહે કયાં ત્હારૂં ઓ સુંદર દેવી
કહે માંગલ્ય કયાં દેતી——

**ઉન્નતી**—જુસ્સાદાર પ્રજા જ્યાં વાસે નસ નસ ચંચળ રક્ત પ્રવાસે
કાર્યની પુણુ ઉદ્યમ શીલ દેશે-નીવાસ છે મ્હારો
પ્રશ્ન શો ઉદ્દભવે ન્યારો——

**મનુજ**—સૌમ્યમુર્તિ જગદંબા કહેતવ આશ પુરાયે શાથી
ફળે તવ સુખવલ્લી જેથી—

**ઉન્નતી**—સૌજન હીત શું જે અનુરાગે-પરદુ:ખ ભંજન કાર્યે લાગે

પર પીડને પોતાની જાણી વીદારવા મથતો
શુરો એ આશ પુરણ કરતો—

**મનુજ**—નીર્ભય થઈ કરૂણામય દેરી ક્યાં નીશદીન ઠરતી
અતીમ શંકા એ સ્ફુરતી—

**ઉન્નતી**—ભેદભાવ નીર્મુલ થયા જ્યાં—સમાનતાના સ્થાપન જ્યાં જ્યાં
ઉથાપન નવ થાયે ત્યાંથી-ત્યાં નીર્ભયતસતી
મ્હને સ્વર્ગીયતા ત્યાં મળતી

---

૧૩

# જુનું—શસ્ત્ર

---

**(નંદ કે લાલા હો મત વાલા ...... એ રાહ)**

જોઇ વળ્યા જંગમા અમે પણ. શસ્ત્ર કોઇ જડયું નહિ.
અવનતીને અટકાવનારી, ઢાલ કોઇ જડી નહિ
દીર્ઘ દ્રષ્ટી નાખતા, એ શસ્ત્ર ઘર ખુણે હતું
જોતાં જણાયું સદ્ય કે એ શસ્ત્રમાં પાણી હતું
બહુ વર્ષથી એ શસ્ત્રને મેડે મુકી છાંડયુ હતું
એ શસ્ત્રને ત્યજતાં અમે, ડહાપણગીરો માંડયું હતું
દુર જ્યાં થયું એ શસ્ત્ર ત્યાં, દુશ્મન બધા ચેતી ગયા
નીજ શસ્ત્રની અજમાયશે, અમ ઉન્નતિ લુંટી ગયા
ભયંકર ભુલના ભોગી થતાં, અમ જીવન સૌ પર વશ થયું
સ્વતીષ્ઠતાનું વીત્ત દુર્બળ, હસ્તથી ચાલ્યું ગયું

ચડેલો કાટ એ અમ શસ્ત્રનો, આજે ઉતાર્યો છે હવે
એ શસ્ત્રને અજમાવવા, આશય ધર્યો છે અંતરે
સુદર્શન ચક્ર એ-વિષ્નુ તણું, મદમ હસ્ત મહીં ધર્યું
એ રેંટીયાને શસ્ત્ર તીક્ષણ, સમરમાં ખુલ્લું કર્યું
એ શસ્ત્ર લઈ ઝઝુમશું, એ શસ્ત્ર બસ અજીત છે
એ શસ્ત્રની સંપુર્ણ કવાયતથી, અમારી જીત છે
એ રેંટીએ કાંતેલ તંતુ, અગ્નાસ્ત્ર કે બ્રહ્માસ્ત્ર છે
જીર્ણતા ઉદ્ધારવા એ સર્વથા સુપાત્ર છે
એ તાર નહિ પણ તીર તાતુ, અરીવીદારક જાણજો
એ સુત્ર તંતુ હીંદનો છે મોક્ષ એમ પ્રમાણજો

---

૧૪

# સ્વરાજ્યને સામૈયે

---

( આવી આવી ભાદરવાની રેલ ભાદર ગાજે છે. એ રાગ )

હીંદ નીંદથી જાગ્યું આજ, સ્વરાજ્ય આવે છે.
આવ્યું પાદર સપરીવાર, સામૈયું માગે છે.
ગુજરાત છે વરનો બાપ, આગળ ચાલે છે.
અન્ય દેશને તેડી સાથ, સામૈયે વાધે છે.
એને બહોળા સગાની ઓથ, મોખરે મ્હાલે છે.

પ્રાંત સર્વે સામગ્રી સાત, સંગ સીધાવે છે.
સ્વરાજ્ય કેરા સન્માન, શાથી કરશે રે
મહાજન એ મહેમાન, શાથી રીઝવશે રે.
એક ક્રોડ સાજન સંગાથ, સામૈયે લીધારે
એક ક્રોડ રૂપકની ભેટ, દેવા દીલ કીધારે.
વીસ લક્ષ તો રેંટીયા સાર, આગળ ફરતારે
એને સુતર કેરા હાર, અતીશય ગમતારે
એને સામૈયે ચડતારે, 'યુનીફોર્મ' ધરજોરે
ખાદી પહેરી બની ખાનદાન, સામૈયે ચડજોરે
સુરા તણા શબનાંજ, શુકન દેજોરે
વ્યસન વીદારી ખાસ, સ્વતંત્ર રહેજોરે
લઇ સ્વદેશી વ્રત ઉદાત્ત, સ્વનીષ્ઠ બનજોરે
બહીષ્કાર કરો પરદેશ, કેરી ચીજોનોરે
ગણી ચાને હળાહળ ઝેર, વર્જીત કરજોરે
નીજ બંધુની મુક્તિ કાજ, અનુકંપા ધરજોરે.
આવું સામૈયું લઈ સંગાથ સ્વરાજ્ય વધાવોરે
કરી ભારત મુકતી હાથ, લ્યો લાખેણા લ્હાવોરે.

૧૫

# તીલકને નીવાપાંજલી

(રાગ સારંગ)

ભાસ્કર ગજ ભારત તાજ તીલકને શુભાશીર્વાદ
સ્વરાજ્યને સ્વાતંત્ર્યના એ વીરલા એ પુજ્યાપાદ
દેશ દાઝની જલધારાથી, ક્યારા સીંચ્યા આર્યોના
હ્રદય પુષ્પની મ્લાન સુરતપર, અમીરસ વર્ષ્યાં ચેતનનાં
મોંઘો મણી.અમ હીંદ તણો એ, આજ સીધાવ્યો સ્વર્ગભણી
આદર કરીને આર્ય ધર્મનો, જ્યોત જગાવી આત્મતણી
ગીતા તણા જ્ઞાની હીરલા એ, કર્મ કર્યાનો માન્યો ધર્મ
વૃક્ષ વાવીને ફલ ચાખ્યાં નહિ, અમ હીત કાજે લીધો શ્રમ
પ્રેરીત મહાત્મન્ ગાંધી, ત્હારી અભીલાષા પુરી કરશે
મોક્ષ ધામમાં નીવાસતાં, તું હર્ષિત થાજે તે કાળે.



# આત્મશ્રદ્ધા

## એ ઉન્નતિનું પહેલું પગથીયું છે

સમયની જરૂરીયાત, સ્વહિતની ઉત્કંઠા, તેમજ 'સ્વદેશી' ની ખરી કિંમત, આ ત્રિપુટી રસ પીનારા સજ્જનો સમક્ષ કરાચીનુ ત્રીસ વર્ષના અનુભવ બાદ નીચેનાં સ્વદેશી અકસીર ઔષધો રજુ કરવામાં આવે છે.

### "નારાયણ દદ્રુ વિનાશક લેપ."

આ ચૂર્ણને પાણીમાં મેળવી, લેપ જેવું કરી, દાદરપર આંગળી વતી લગાવી, થોડો વખત રાખી ગરમ પાણીથી ધોઈ નાંખવાથી એ ત્રણ દહાડામાંજ દાદર નાશ પામે છે.

### "દ્રાક્ષાસવ."

આ આયુર્વેદિક ઔષધ રકતશોધક, પૌષ્ટિક, પાચક વગેરે ગુણો ધરાવવા ઉપરાંત દમ, શ્વાસ, ખાંસી, વગેરે માટે અકસીર ઇલાજ છે.

### "કુમાર્યાસવ."

રકતશોધક, પૌષ્ટિક, તેમજ પાચક છે. ખાસ કરીને સ્ત્રીઓના આર્તવ સંબંધી રોગો તેમજ બીજા વ્યાધિઓ ઉપર રામબાણ અસર કરે છે.

આ શુદ્ધ સ્વદેશી ઔષધો નીચેને ઠેકાણે, મળશે.

**ડા. નારણજી અમરજી આચાર્ય**

નેપીઅર રોડ, કરાચી.

આજ લેખકની પ્રયોજના

નવચેતન ઝરતી—નવજીવન સ્ફુરતી

નાટક કું. ઓને નવીજ વધાઇ

# શૈલ-ભદ્રા

યાને

## સત્તાનો પરાભવ

નામક નાટ્ય-રચના તૈયાર છે.

વિર, શૃંગાર, તથા દીલ થડકાવનાર ટ્રેજીકરસ આકૃતીમાં ઓતપ્રોત થાય છે. સ્વદેશ સેવા તેમાં અગ્રસ્થાન ભોગવે છે રાગ-રાગણીના આધારે ગાયનોનો પણ પ્રબંધ કરેલ છે.

જલ્દી લખો યા મળો રૂબરૂમાં

કોમીક રસીક શૈલીમાં નવીનતા રજુ કરે છે.

તા.-ક:—સ્વદેશ વીણાની સંસ્કારી કલમ—એ નાટય કૃતીની ઝાંખી કરાવવા બસ છે.

ઠે. રામસ્વામી ગાડીખાતું

કુંવરજી કોટ્રીવાલાનું કંપાઉન્ડ—કરાચી.